શ્રી શારદાપીઠ ગ્રંથમાલા—પુષ્પ ૯ મું.

શ્રી

# સંગીત ગીતાસાર.

રચનાર:

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્યેહિબિરૂદાંકિત પશ્ચિમામ્નાય

શારદાપીઠાધીશ્વર શ્રી જગદ્ગુરુ શ્રીમચ્છંકરાચાર્ય

મહારાજશ્રી

સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી.



પ્રકાશક,

ભાસ્કરરાવ રતનલાલ ધોળકિયા

ઇ. સ. ૧૯૨૮ પ્રત ૨૦૦૦ વિ. સં. ૧૯૮૪

મૂલ્ય ૦—૨—૦

જ્ઞાનમન્દિર મુદ્રણાલયમાં શંકરરાય અમૃતરામે છાપ્યું.

રાયપુર—અમદાવાદ.

આપણા સનાતન ધર્મી હિંદુ જનસમાજમાં ધાર્મિક વિષયોના જ્ઞાનનો ફેલાવો થતો રહે અને શ્રીમદ્ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી તરફથી અપાતો સદુપદેશ ઘેરઘેર પહોંચતો રહે એવા હેતુથી, ઈ. સ. ૧૯૧૭–૧૮ ની સાલથી પશ્ચિમામ્નાય શ્રી શારદાપીઠાધીશ્વર, શ્રી ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી મહારાજ એઓશ્રીએ લોકકલ્યાણ વિચારીને એક ગ્રંથમાળા પ્રકટ કરતા રહેવાનો રવૈયો ધારણ કરેલ તેને અનુસરીને આ “ શ્રી શારદાપીઠ ગ્રંથમાલા ” પ્રકટ કરતા રહેવાનું કામ ચાલુ રાખવામાં આવેલ છે.

આ “ સંગીત ગીતાસાર ” નામક લઘુ તથાપિ ઉપકારક ગ્રંથિકાના ગ્રથનાર, શ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ, મૂલ દ્વારિકાક્ષેત્ર) ની, શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યની લોકમાન્ય ગાદી ઉપર હાલમાં વિરાજતા સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી મહારાજ હોઈ, સદરહુ પુસ્તક, પૂર્વસૂચિત ધર્મપીઠને અંગે પ્રસિદ્ધ થતા “ શ્રી શારદાપીઠ ” નામક માસિકપત્રના કાર્યાલય તરફથી પ્રકટ કરવામાં આવેલ છે. આમ હોઈ આપણા સનાતન ધર્માવલંબી આર્યભાવનાનુરાગી જનસમાજ તરફથી આ ગ્રંથમાલાનું આ પુષ્પ યોગ્ય સત્કારને પામશે જ એવું શ્રદ્ધાપૂર્વક ભાખી શકાય પણ છે.

આ “ સંગીત ગીતાસાર ” માં આપણા વિશ્વમાન્ય ગ્રંથ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું રહસ્ય સરલ અને મધુર વાણીમાં ઉતારવામાં આવેલ છે, અને તે ગેય રૂપમાં હોઈ પુરુષો તેમજ સ્ત્રીઓ ભેરવી, આશા તેમજ ગરબીના રાગોમાં ગાઈ શકે તેમ પણ છે. ધર્મનિષ્ઠ દેશબંધુઓ પોતાનાં બાળકોના હાથમાં આ ગ્રંથ આનંદસંતોષપૂર્વક મૂકી શકશે એમ પણ અમારૂં નમ્ર માનવું થાય છે.

**“શ્રી શારદાપીઠ” કાર્યાલય.**
એલિસબ્રિજ, અમદાવાદ.
૧–૧–૨૮.

**જ. પુ. જોષીપુરા**
**દીનાનાથ નાહાનાલાલ જાની**
મંત્રીઓઃ–**“શ્રી શારદાપીઠ”**

ૐ

શ્રી

# સંગીત ગીતાસાર.



[ ગરબી ]

[ રમીએ ગૂજરાતે એ ઢાળમાં ]

ભેરવી તથા આશા રાગમાં પણ ગવાય છે.

તમે સૂણોને ગીતાસાર પ્રભુની પ્રીતિ વધે;
ઉત્તમ છે જગમાં એ જ, ખ્યાતિ એની બધે.

### અધ્યાય-૧

અર્જુનને પણ મોહ થયો, ને શોક થયો કંઈ ભારી રે;
ક્ષાત્ર ધર્મને ભૂલી ગયો, ને જ્ઞાન ગયું કંઈ હારી. પ્ર. ૧
ધનુષ હાથથી હેઠે મૂક્યું, થરથર કંપે કાયા રે;
આંખ અશ્રુથી ભરી રહી છે, ફાવી ગઈ છે માયા. પ્ર. ૨

### અધ્યાય-૨

કૃષ્ણ કહે છે લૌકિક રીતે પહેલાં ઠપકો દઈને રે;
પણ અર્જુનને લાગે નહિ તે અંતર દુઃખને લઈને. પ્ર. ૩
શ્રેયપ્રેયનો વિચાર કરતાં બુદ્ધિ કુંઠિત થાય રે;
આખર થાકી અર્જુન પ્રીતે ઇશ્વરશરણે જાય. પ્ર. ૪
કૃષ્ણ બોધ કરતા પ્રીતે ત્યાં નહિ જેનો કંઈ જોટો રે;
નિમિત્ત તો અર્જુનનું છે પણ જગને બોધ જ મોટો. પ્ર. ૫
"કોનો શોક કરે તું અહીંઆં દેહદેહી બેમાંથી રે;
દેહ તણો તો શોક જ મિથ્યા સુખ શું છે તેમાંથી ? પ્ર. ૬

દેહી તો અહીં એક જ છે ને સર્વ દેહમાં રહેતો રે;
સચ્ચિદાનંદ રૂપ સદા એ જન્મ આદિ નહિ સહેતો. પ્ર. ૭
સુખ દુઃખ તો અહીં લિંગ દેહમાં સમય પ્રમાણે રહે છે રે;
તેનાથી જે ક્ષોભ ન પામે જ્ઞાની તેને કહે છે. પ્ર. ૮
ભાવ અસતનો કદી ન દેખ્યો અભાવ સતનો ક્યાંથી રે;
ઉભય રૂપને યથાર્થ જાણે તત્ત્વદર્શી અહીં તેથી. પ્ર. ૯
કપડાં દેહ બદલતો જેવાં દેહી દેહ બદલતો રે;
નૂતન કપડાં ધારણ કરતાં શોક કોઇને થાતો ? પ્ર. ૧૦
માન કદી તું દેહી મરતો તોપણ શોક જ શેનો રે ?
જાયું તે જાવાનું અહીંઆં નહિ ઉપાય જ તેનો.” પ્ર. ૧૧
અર્જુન મનમાં શંકા કરતો, “ ફરી ફરીને કહો છો રે;
તો પણ જ્ઞાન ઉદિત નહિ થાતું તેનો મર્મ જ શું છે ?” પ્ર. ૧૨
ઈશ્વર કહે છે: “ જ્ઞાન જ ગહેરૂં અંતરમાં નવ પેસે રે;
સૂણે ઘણા પણ ક્વચિત કોયની હૃદયગુહામાં બેસે. પ્ર. ૧૩
હવે ધર્મ તું તારો જોને વિચારીને મનમાં રે;
ક્ષત્રીને શું ધર્મ યુદ્ધથી અન્ય શ્રેય છે જગમાં. પ્ર. ૧૪
ભાગ્ય તારૂં આ યુદ્ધ મળ્યું જે સ્વર્ગદ્વાર ઉઘાડે રે;
પાછા હઠતાં તેમાંથી તું કીર્તિધ્વજને પાડે. પ્ર. ૧૫
સુખદુઃખ ને વળી લાભહાનિની વાતો દૂર જ રાખી રે;
કર્તવ્યે રહી યુદ્ધ કરંતાં પાપની થાય ન ઝાંખી. પ્ર. ૧૬
હવે સૂણાવું પ્રીતેથી તે કર્મયોગની વાતો રે;
અમલ કરંતાં થોડાનો પણ લાભ જ નિશ્ચે થાતો. પ્ર. ૧૭
કર્તવ્યે બુદ્ધિ રાખીને ફળની વાતો છોડો રે;
અનેક રૂપે લલચાતી તે ફળની આશા તોડો. પ્ર. ૧૮

કર્મી વાતો કરે સ્વર્ગની ભોગે મનડું જાતું રે;
વ્યગ્ર ચિત્ત રહેવાથી અંતર સમાધાન નવ થાતું. પ્ર. ૧૯
આત્મજ્ઞાનમાં રહેને તું તો સુખ સર્વે ત્યાં રહે છે રે;
આત્મજ્ઞાનીની તોલે અહીંઆં સુખ બીજાં નહિ કહે છે. પ્ર. ૨૦
તારો તો અધિકાર કર્મમાં, ફળમાં નહિ તે જાણ રે;
ફળહેતુથી કર્મે, અકર્મે બુદ્ધિ નવ તું આણ. પ્ર. ૨૧
સિદ્ધિ અસિદ્ધિ થાતાં કર્મની સરખો તેમાં રહેજે રે;
સંગ વિનાની એ જ સ્થિતિને કર્મયોગ તો કહે છે. પ્ર. ૨૨
'ફળહેતુથી કર્મ કરે તે કૃપણ' શ્રુતિ તો કહે છે રે;
પાપપુણ્યનો લેપ ન લાગે કુશળ કર્મમાં તે છે. પ્ર. ૨૩
નિષ્કામ કર્મો કરવાથી મોહ દૂર તો થાશે રે;
નિશ્ચળ બુદ્ધિ થાતાં તો પછી યોગ સમાધિ રહેશે." પ્ર. ૨૪
સ્થિત પ્રજ્ઞનાં લક્ષણ કહે છે અર્જુનના પૂછવાથી રે;
સમાધિમાં ને ઇતર કાળમાં જાણે તેને જેથી. પ્ર. ૨૫
"મનમાંની જે ઇચ્છા સઘળી છોડી શાન્તિથી રહે છે રે;
આત્માથી તે તુષ્ટ થઇને આત્મસ્વરૂપે રહે છે. પ્ર. ૨૬
એ જ સમાધિ જ્ઞાનીની છે પ્રાણવાયુ નહિ રોકે રે;
ઇતર કાળમાં લક્ષણ સૂણજે જ્યાં પણ નહિ તે શોકે. પ્ર. ૨૭
દુઃખેથી ઉદ્વેગ ન થાતો સુખની આશા છે નહિ રે;
ક્રોધ, રાગ ને ભય નહિ જેમાં નિશ્ચળ બુદ્ધિ છે અહીં. પ્ર. ૨૮
શુભ અશુભની પ્રાપ્તિ થાતાં હર્ષ શોક નહિ જેને રે;
ઇન્દ્રિય સર્વે રોકી રાખે જતી વિષયમાં તેને. પ્ર. ૨૯
અશક્ત પણ કંઈ ભોગ કરે નહિ કિંતુ રાગ તો રહેતો રે;
જ્ઞાની તત્ત્વમાં નિષ્ઠ થયેલો રાગ વિનાનો રહેતો. પ્ર. ૩૦

ઇન્દ્રિયગણુને રોકીને વળી મનને રોકી રાખો રે;
મનથી વિષયનું ચિંતન કરતાં અનર્થ બહુ તો દેખો. પ્ર. ૩૧
સંગ કામ ને ક્રોધ મોહ થઈ સ્મૃતિ નષ્ટ તો થાતી રે;
સ્મૃતિનાશ થાતાં તો તેની બુદ્ધિ મારી જાતી. પ્ર. ૩૨
બુદ્ધિનાશ થાતાં શું બાકી? જીવતાં પણ તે મૂઓ રે;
આત્માને વશ સર્વે તેનું ચિત્ત પ્રસન્ન જ જુવો. પ્ર. ૩૩
લોકો જેમાં સૂતા દેખો જ્ઞાની તેમાં જાગે રે;
લોકો જ્યાં જાગે છે ત્યાં તો જ્ઞાની દેખો ઉંઘે. પ્ર. ૩૪
સમુદ્રની પેઠે જે ગંભીર કામો જ્યાં નહિ ફાવે રે;
શાન્તિમાં રહેતા તે દેખો, કામી જન તો રૂવે. પ્ર. ૩૫
ઈચ્છાઓને છોડી બેઠો નિઃસ્પૃહ થઇ ફરતો રે;
મમતા ને અહંકાર વિનાનો શાન્તિ તે તો લેતો. પ્ર. ૩૬
એવી બ્રાહ્મી સ્થિતિમાં જે અંત સમય પણ રહે છે રે;
મોહ કદી પણ પામે નહિ તે નિર્વાણ પણ લે છે." પ્ર. ૩૭

## અધ્યાય-૩

અર્જુન કહે છે: "જ્ઞાન શ્રેષ્ઠ છે કર્મ થકી તે ભાખો રે;
તો પણ મુજને શાને રે પ્રભુ ઘોર કર્મમાં નાખો? પ્ર. ૩૮
મિશ્રણ જેવાં વાક્યોથી તો બુદ્ધિ મોહમાં પડતી રે;
એક જ નિશ્ચય કહોને મુજને જેમાં મારી ચઢતી." પ્ર. ૩૯
કૃષ્ણ કહે છે: "બે નિષ્ઠાઓ પહેલેથી મેં કહી છે રે;
જ્ઞાનકર્મની જગમાં જેથી ચઢતી સૌની થઈ છે. પ્ર. ૪૦
વારાફરતી બન્ને રાખો અધિકાર જ્યાં જેવા રે;
પ્રધાનતાથી નામો લે છે જેવા જગમાં તેવા. પ્ર. ૪૧

કર્મ કર્યા વિણ કેવળ સંન્યાસે સિદ્ધિ નહિ થાતી રે;
બહાર દૃષ્ટિમાં ક્ષણ પણ કોઇની કર્મ વિના નવ જાતી. પ્ર. ૪૨
વિષયોનું ચિંતવન છે મનમાં કર્મ છોડીને બેઠો રે;
ઢોંગી તેને જાણો જગમાં સંન્યાસે શું રહેતો ? પ્ર. ૪૩
તેનાથી તો કર્મી શ્રેષ્ઠ છે મનને કબજે રાખે રે;
શરીરથી તે કામ કરે ને યોગરસ્વાદને ચાખે. પ્ર. ૪૪
બાહ્ય દૃષ્ટિમાં છોડ્યાથી તો કર્મો કરવાં સારાં રે;
જીવન ચાલે કર્મ વિના નહિ, કર્તવ્યો કર તારાં. પ્ર. ૪૫
યજ્ઞહીન કર્મો કરવાથી બંધન તો અહીં થાતું રે;
યજ્ઞરૂપ કર્મોથી જગમાં મુક્તસંગ રહેવાતું. પ્ર. ૪૬
યજ્ઞ વિના સૃષ્ટિ નહિ રહેશે, યજ્ઞ કામધેનુ છે રે;
પાપમુક્ત યજ્ઞોથી, તે વિણ પાપી અન્ન તેનું છે. પ્ર. ૪૭
આત્મામાં આનંદ જ જેનો આત્મતૃપ્ત પણ રહે છે રે;
તેવા જ્ઞાની માટે જગમાં કર્મ શાસ્ત્ર નહિ કહે છે. પ્ર. ૪૮
કર્મ થકી કે અકર્મથી કંઇ લાભ હાનિ નહિ તેને રે;
બીજાને માટે કરશે તો લોક અનુસરશે તેને. પ્ર. ૪૯
મોટાને દેખીને અહીંઆં નાના કર્મો કરતા રે;
હું પણ તેથી કરૂં જ અહીંઆં મને લોક અનુસરતા. પ્ર. ૫૦
કર્મ કરે અજ્ઞાની આસક્તિથી અહીંઆં જેવાં રે;
અનાસક્ત રહી જ્ઞાની પણ તે કરે જગતમાં તેવાં. પ્ર. ૫૧
કર્મોમાં આસકતોનો કંઇ બુદ્ધિભેદ નહિ કરવો રે;
યુક્તિથી યોજીને કર્મમાં ઉન્નત તેને કરવો. પ્ર. ૫૨
પ્રકૃતિના ગુણ કર્મોને હું કર્તા માને છે રે;
અજ્ઞાની જણ, જ્ઞાની નહિ જે વિભાગને જાણે છે. પ્ર. ૫૩

મારામાં કર્મો અર્પીને આત્મનિષ્ઠ તું રહીને રે;
આશા મમતા છોડી યુદ્ધ કર કલેશ વિનાનો થઇને. પ્ર. ૫૪
અસૂયા વિણુ મારા મતને અનુસરે તે છૂટે રે;
નહિ અનુસરતા અજ્ઞાની તે મિથ્યા માથાં ફૂટે. પ્ર. ૫૫
રાગ દ્વેષથી પ્રેરિત ઇન્દ્રિય તેને વશ નવ થાશો રે;
પોતાના ધર્મે રહેતાં અહીં માર્ગ મુક્તિને જાશો. પ્ર. ૫૬
કામ ક્રોધ જે રજથી ઉપજે મોટા તે વૈરી છે રે;
મહા પાપના મૂળ જ તેણે સૌ ચીજો ઘેરી છે. પ્ર. ૫૭
જ્ઞાનીના તે નિત્ય વૈરી છે આવૃત્ત જ્ઞાન કરે છે રે;
મન બુદ્ધિ ને ઇન્દ્રિય તેનું સ્થાન જ રહેવાનું છે. પ્ર. ૫૮
પહેલી ઇન્દ્રિયો વશ કરીને પછી તે પાપીને મારો રે;
ઇન્દ્રિયથી પર મન જાણીને બુદ્ધિ તેથી ધારો. પ્ર. ૫૯
બુદ્ધિથી પર આત્મા જાણો ત્યાં મન રાખો પ્રીતે રે;
આત્મનિષ્ઠ થઈ કામશત્રુને મારોને શુભ રીતે. પ્ર. ૬૦

## અધ્યાય-૪

પહેલાં યોગ કહેલો મોટો નષ્ટ થયેલો દેખી રે,
તને કહ્યો મેં ગુપ્ત જ તે પણુ ભક્તમિત્રને પેખી. પ્ર. ૬૧
અર્જુનને પણુ શંકા થાતી માયા ઇશ્વરની છે રે;
પોતાની પ્રભુતા દેખાડી જગમાં એમ કરીને. પ્ર. ૬૨
સાધુ ધર્મીને આશ્વાસન પણુ આપ્યું છે ત્યાં પ્રીતે રે;
"ગભરાવું નહિ રક્ષણુ માટે આવું છું" એ રીતે. પ્ર. ૬૩
તત્ત્વ થકી તો જન્મ કર્મ જે માયાનાં જાણે છે રે;
ફરી જન્મ પામે નહિ તે ને મુક્તિ પણુ માણે છે. પ્ર. ૬૪

ભય ક્રોધ ને રાગ વિનાના મારામાં જ રહેલા રે;
ઘણા જ્ઞાનતપેથી પાવન થઈ મુજને પામેલા. પ્ર. ૬૫
જેવો મુજને ભજતો તેવો હું તેને પણ ભજતો રે;
બીજા દેવો ભજતો તે જે સિદ્ધિ ચિત્તે ધરતો. પ્ર. ૬૬
ગુણકર્મને વિચારી મેં વર્ણવિભાગ કર્યા છે રે;
તો પણ કર્તા હું નહિ તેનો જો કે મેં જ કર્યા છે. પ્ર. ૬૭
કર્મ ફળે ઇચ્છા નહિ મારી કર્મે નહિ બંધાતો રે;
એવો મુજને જાણે તે પણ મુક્ત કર્મથી થાતો. પ્ર. ૬૮
મુમુક્ષુઓએ પહેલાં કર્મો એમ રહીને કીધાં રે;
તું પણ એવી રીતે કરને કર્મો અહીંઆં સીધાં. પ્ર. ૬૯
કર્મ અકર્મની વાત કઠણ છે મોહ જ્ઞાનીને થાતો રે;
તો પણ તારી આગળ તેને યુક્તિથી હું કહેતો. પ્ર. ૭૦
કર્મ અકર્મ ને વિકર્મના કંઈ વિભાગને જ વિચારો રે;
ગહન કર્મની ગતિ દેખીને નિશ્ચય મનમાં ધારો. પ્ર. ૭૧
દેહ સદાયે કર્મ કરે ત્યાં આત્મા અકર્મ ધારો રે;
નિવૃત્તિમાં દેહ જ રહેતો તો પણ કર્મ વિચારો. પ્ર. ૭૨
પૂર્ણ કામ કરંતો તો પણ બુદ્ધિમાન તો તે છે રે;
કર્મદહન જ્ઞાનેથી કરતો પંડિત તેને કહે છે. પ્ર. ૭૩
કામ કરે ને નહિ કરતો તે નિત્યતૃપ્ત તે રહે છે રે;
આત્મનિષ્ઠ ને પ્રયત્નહીન તે સંતોષે સુખ લે છે. પ્ર. ૭૪
બ્રહ્મમય તેને સૌ ભાસે બ્રહ્મસમાધિ તેની રે;
સાધન સઘળાં બ્રહ્મ જ છે ને ઉપાધિ નહિ એની. પ્ર. ૭૫
દ્રવ્યયજ્ઞ ને તપોયજ્ઞ વળી યોગયજ્ઞ પણ કહે છે રે;
સ્વાધ્યાય ને જ્ઞાનયજ્ઞ વળી પ્રાણાયામ કરે છે. પ્ર. ૭૬

એ સર્વેને યજ્ઞો જાણો યજ્ઞશિષ્ટ અમૃતને રે;
ભોગવનારો બ્રહ્મ પહોંચતો સદ્‌ગતિ નહિ બીજાને. પ્ર. ૭૭
એવા બહુ કંઇ યજ્ઞો છે પણ કર્મ જ તેને જાણો રે;
જ્ઞાનયજ્ઞ તો શ્રેષ્ઠ જ છે ને તેમાં સર્વે પ્રમાણો. પ્ર. ૭૮
ગુરુ વિનાનું જ્ઞાન નહિ તે જગમાં પણ સૌ કહે છે રે;
ગુરુ જ્ઞાન સેવા પ્રશ્નોથી પ્રીતે પૂરું દે છે. પ્ર. ૭૯
જ્ઞાનાગ્નિમાં સર્વે કર્મો બળી ભસ્મ તો થાતાં રે;
તેના જેવું પવિત્ર જગમાં બીજું કંઇ નહિ કહેતા. પ્ર. ૮૦
કર્મયોગજ ચિત્તશુદ્ધિથી કાળે પ્રાપ્ત તે થાતું રે;
જિતેન્દ્રિય શ્રદ્ધાળુ ને વળી તત્પરમાં તે રહેતું. પ્ર. ૮૧
અજ્ઞાની ને શ્રદ્ધાહીન વળી સંશયીનું નહિ કામ રે;
મળે નહિ સંશયીને જગમાં સુખનું કોઇયે ઠામ. પ્ર. ૮૨
જ્ઞાન થકી અજ્ઞાનને મારી સંશય સઘળા ટાળી રે;
ભારત ઊઠી જલદી લેને કર્મયોગ સંભાળી." પ્ર. ૮૩

## અધ્યાય–૫

વખાણ તો બન્નેનાં સાંભળી અર્જુન પ્રશ્ન કરે છે રે;
"બેમાંથી જે શ્રેય હોય તે મુજને એક જ કહોને." પ્ર. ૮૪
કૃષ્ણ કહે છે: "બન્ને અહીંઆં શ્રેય પ્રાપ્ત કરાવે રે;
બહિર્મુખને છોડ્યાના કરતાં કરવાં સારાં કહાવે. પ્ર. ૮૫
કર્મ કરે પણ તેને નિત્ય સંન્યાસી તો જાણો રે,
રાગદ્વેષ વિનાનો જે છે; શંકા ત્યાં નવ આણો. પ્ર. ૮૬
બન્નેને જૂદા નવ સમજો પંડિત જન તો કહે છે રે;
એકને પણ પૂરો પાળે બન્નેનું ફળ લે છે. પ્ર. ૮૭

કર્મયોગ વિનાનો જગમાં સંન્યાસ નહિ થાતો રે;
કર્મયોગથી શુદ્ધ થયેલો મુનિ બ્રહ્મમાં જાતો. પ્ર. ૮૮
'હું તો કંઇ કરતો નહિ' એવું જ્ઞાની જન તો જાણે રે;
પ્રકૃતિનાં કાર્યો સમજી પોતે બેઠો માણે. પ્ર. ૮૯
લાગે નહિ કંઇ દોષ જ તેને નિઃસંગ તે રહેતો રે;
ફળની આસક્તિમાં રહે તે જગમાં અહીં બંધાતો. પ્ર. ૯૦
અભોક્તા આત્માને જાણો, તેને કંઇ નહિ લાગે રે;
અજ્ઞાની જન મોહ થકી તો રહે છે જગમાં રાગે. પ્ર. ૯૧
જ્ઞાને બુદ્ધિ, આત્મા, નિષ્ઠા, તેમાં તત્પર રહેતા રે;
જ્ઞાન થકી નિર્દોષ થયેલા ફરી જન્મ નહિ લેતા. પ્ર. ૯૨
સત્ત્વ, રજ કે તમ ગુણ વાળા વળી નીચ પણ તેથી રે;
જ્ઞાની જનની તે સઘળામાં બ્રહ્મદૃષ્ટિ તો રહેતી. પ્ર. ૯૩
ચિત્ત બ્રહ્મમાં જામ્યું તે તો અહીં જ મુક્ત થયો છે રે;
હર્ષ શોક વિણ જ્ઞાની તે તો બ્રહ્મરૂપ જ રહે છે. પ્ર. ૯૪
વિષયોમાં આસક્ત ચિત્ત નહિ બ્રહ્મસુખને માણે રે;
દુઃખમૂળ વિષયોનાં સુખને જ્ઞાની મન નવ આણે. પ્ર. ૯૫
બહિર્વિષયને બહાર રાખીને દૃષ્ટિ ભ્રૂમાં આણે રે;
પ્રાણ અપાન સમાન કરીને પ્રાણાયામમાં માણે. પ્ર. ૯૬
મન, બુદ્ધિ, ઇન્દ્રિય જીતીને મોક્ષપરાયણ રહેતા રે,
ઇચ્છા ભય ને ક્રોધ વિનાના મુક્ત સદા તે રહેતા. પ્ર. ૯૭
સર્વલોકનો માહેશ્વર ને તપ યજ્ઞનો ભોક્તા રે;
સર્વભૂતનો મિત્ર હું તેને જાણી શાન્તિ લેતા. પ્ર. ૯૮

## અધ્યાય-૬

ફળઆશ્રયહીન કર્મ કરે તે સંન્યાસી ને યોગી રે,
ફક્ત કર્મ ને અગ્નિ છોડે કહેવાશે નહિ ત્યાગી. પ્ર. ૯૯
યોગારૂઢ મુનિ નહિ તેનું કર્મ જ સાધન જાણો રે;
યોગારૂઢ થયા પછી તેનું ઉપશમ સાધન જાણો. પ્ર. ૧૦૦
વિષયો કે કર્મોમાં જ્યારે અનાસક્ત થઈ જાય રે;
સંકલ્પો સૌ છોડે તે તો યોગારૂઢ કહેવાય. પ્ર. ૧૦૧
મન શત્રુ ને બંધુ જાણો તેને કબજે રાખો રે;
આત્માકારે રહેતાં બંધુ વિપરીત શત્રુ દેખો. પ્ર. ૧૦૨
મન ઇન્દ્રિય જીત્યાં ને વળી શાન્ત દ્વંદ્વમાં રહેતા રે;
પરમાત્મામાં સમાહિતને તૃપ્ત વિજ્ઞાને થાતા. પ્ર. ૧૦૩
કૂટસ્થ ને યુક્તયોગી વળી સમબુદ્ધિમાં રહેતા રે;
કોઇ પ્રકારે ભેદ વિનાની સમાનતા એ લેતા. પ્ર. ૧૦૪
અપરિગ્રહ એકાકી રહી યોગી મનને રોકે રે;
શુદ્ધ પ્રદેશે સ્થિર આસને યોગ કરંતા બેસે. પ્ર. ૧૦૫
ભય વિનાનો, બ્રહ્મચર્યમાં, શાન્ત તત્પર રહેતો રે;
યોગ કરંતો યત્નેથી તે શાન્તિ પૂરી લેતો. પ્ર. ૧૦૬
નિયમિત સૌ વાતે રહેતાં યોગ સાધ્ય તો થાતો રે;
યત્ન કરંતાં આગળ જાતાં અનંત સુખ તો લેતો. પ્ર. ૧૦૭
જેથી આગળ કોઈ લાભ પણ લેવાનો નહિ રહેતો રે;
જેમાં રહેતાં મહાદુઃખમાં પણ ચલિત નહિ તે થાતો. પ્ર. ૧૦૮
ધીરે ધીરે ખેદ વિનાનો થઇને યોગ જ કરવો રે;
પોતાને રૂપે સૌ દેખે મને વળી ત્યાં તેવો. પ્ર. ૧૦૯

પોતાનાં સુખદુઃખની તોલે બીજાનાં પણ દેખો રે;
તેવા યોગી મારા મતમાં સૌથી શ્રેષ્ઠ જ પેખો. પ્ર. ૧૧૦
ચંચળ મનના નિગ્રહની શંકા અર્જુનને થાય રે,
ઈશ્વર તેને કબૂલ કરે ને દેખાડે ઉપાય. પ્ર. ૧૧૧
" વિષયોમાં વૈરાગ્ય રાખીને અભ્યાસ પણ કરતો રે;
તેના મનનો નિગ્રહ તો અહીં નક્કી આગળ થાતો." પ્ર. ૧૧૨
યોગભ્રષ્ટની ગતિ સાંભળી અર્જુન શંકા કરતા રે;
પ્રીતેથી તો કૃષ્ણ જ તેને અભયવચન પણ દેતા. પ્ર. ૧૧૩
" ઉત્તમ રસ્તે જનારાનો કદી નાશ નહિ થાતો રે;
પુણ્ય લોકમાં રહી ફરીને જન્મ અહીં તો લેતો. પ્ર. ૧૧૪
યોગી કુળમાં જન્મ જ લેતો વિરક્ત પૂરો રહેતાં રે;
શ્રીમંતને પવિત્ર કુળમાં ભોગવાસના રહેતાં. પ્ર. ૧૧૫
યત્ન કરીને ત્યાં પણ જાતો પૂર્વાભ્યાસથી આગળ રે;
જિજ્ઞાસુ પણ યોગનો જાણો કર્મકાણ્ડથી આગળ. પ્ર. ૧૧૬
યત્ન કરંતાં અનેક જન્મે યોગસિદ્ધ તે થાતો રે;
તપસ્વી કર્મી જ્ઞાનીથી અધિક યોગી કહેવાતો. પ્ર. ૧૧૭
યોગી પણ જે બહિર્દષ્ટિમાં અંતરમાં લે મુજને રે;
શ્રદ્ધાથી ભજતો પણ અહીંઆં ઉત્તમ જાણો તેને. પ્ર. ૧૧૮

## અધ્યાય-૭

મારામાં આસક્તિ મુજ આશ્રયમાં કર્મો કરતો રે;
સંશયહીન થઈ મને જાણતો કેવો તે હું કહેતો. પ્ર. ૧૧૯
જ્ઞાન સહિત વિજ્ઞાન જ છે જે તે સાંભળ હું કહું છું રે;
જાણીને જે જાણવાનું કંઈ બાકી અહીં નહિ રહેતું. પ્ર. ૧૨૦

હજારોમાં કોઈ એક તો તેનો યત્ન કરે છે રે;
યત્ન કરંતા તેમાંથી પણ કોઈ તત્ત્વ જાણે છે. પ્ર. ૧૨૧
પંચતત્ત્વ ને મનબુદ્ધિ વળી અહંકાર એ આઠે રે;
મારી પ્રકૃતિનાં તત્ત્વો જીવ તેથી પણ આગે. પ્ર. ૧૨૨
છે મારી પ્રકૃતિ તે પણ જે જગધારણ કરતી રે;
સૌને ધારણ કરતો હું તો મારામાં સૌ રહેતી. પ્ર. ૧૨૩
પંચભૂતની તન્માત્રાને પ્રણવ વેદમાં હું છું રે;
ચંદ્ર સૂર્યની પ્રભા જ હું છું, જીવન સૌનું હું છું. પ્ર. ૧૨૪
તપસ્વીનું તપ ને સૌનું બીજ સનાતન હું છું રે;
બુદ્ધિમાનની બુદ્ધિ, તેજ જ તેજસ્વીનું હું છું. પ્ર. ૧૨૫
કામ રાગહીન બળ બળિયાનું અધર્મહીન ઈચ્છા તો રે;
મારાથી ત્રણ ગુણ મારામાં નહિ તેમાં હું રહેતો. પ્ર. ૧૨૬
ત્રણ ગુણવાળી મારી માયાથી સૌ મોહિત થાતું રે;
તેને પાર જ કરવું જગમાં કઠણ કામ કહેવાતું. પ્ર. ૧૨૭
મારે આશ્રય આવે તે તો માયાને પણ તરતા રે;
અસુર, મૂઢ, અજ્ઞાની, અધમો આશ્રય પણ નહિ ધરતા. પ્ર. ૧૨૮
દુઃખી, જિજ્ઞાસુ, વિષયી ને જ્ઞાની ચારે ભજતા રે;
તેમાં જ્ઞાની ઉત્તમ નિત્યે એકભક્તિથી રહેતા. પ્ર. ૧૨૯
બહુ જન્મને અંતે જ્ઞાની મને પ્રાપ્ત તો થાતા રે;
વાસુદેવ સર્વેને જાણે તે દુર્લભ કહેવાતા. પ્ર. ૧૩૦
બીજાને ભજતા ઈચ્છાથી ત્યાં પણ ફળદાતા હું રે;
જેવી જેની શ્રદ્ધાભક્તિ ત્યાં તેવો હું થાઉં. પ્ર. ૧૩૧
અન્તવાળું તો ફળ છે તેમાં અનન્ત ફળ મારામાં રે;
અવ્યય જાણે નહિ તે કરતા મર્ત્ય બુદ્ધિ મારામાં. પ્ર. ૧૩૨

પાપ નષ્ટ જે પુણ્યવાનનાં જગમાં અહીઆં થાતાં રે;
દ્વંદ્વ મોહથી મુક્ત થઈને નિશ્ચય રહીને ભજતા. પ્ર. ૧૩૩
મુમુક્ષુ થઇ યત્ન કરંતા મારે આશ્રય રહેતા રે;
અધ્યાત્મ, અધિદૈવ–યજ્ઞ હું તેને જાણી લેતા. પ્ર. ૧૩૪

## અધ્યાય–૮

અર્જુન–પ્રશ્નથી કૃષ્ણ કહે છે: "પરબ્રહ્મ અક્ષર છે રે,
આત્મરૂપ અધ્યાત્મ જ જાણો કર્મ સર્ગને કહે છે; પ્ર. ૧૩૫
નાશવંત અધિભૂત છે ને અધિદૈવ પુરૂષ છે રે;
અધિયજ્ઞ પોતે હું છું જે દેહધારીમાં રહે છે. પ્ર. ૧૩૬
અંત સમય મુજ સ્મરણ કરે તો મને જ તે પામે છે રે;
જે જે ભાવો અંતે રાખે તે રૂપે તે રહે છે. પ્ર. ૧૩૭
સર્વ કાળમાં સ્મરણ જ મારૂં કરતો યુદ્ધ જ કરને રે;
અભ્યાસયોગે મુક્ત થયેલા પામે પરમ પુરુષને. પ્ર. ૧૩૮
મરણસમયમાં યોગ યુક્ત થઈ મન નિશ્ચળ રાખીને રે;
ભ્રકુટી મધ્યે પ્રાણ જ લાવે પામે દિવ્ય પુરુષને. પ્ર. ૧૩૯
વેદ આદિ અક્ષર કહે છે, જ્યાં વીતરાગ મુનિ જાવે રે;
તે સંક્ષેપે કહું, જે માટે બ્રહ્મચર્ય પણ સેવે. પ્ર. ૧૪૦
યોગમાર્ગથી પ્રાણ ખેંચીને બ્રહ્માંડે જે ધરતા રે;
પ્રણવ બોલતા મને સ્મરે તે પરમ ગતિમાં જાતા. પ્ર. ૧૪૧
નિત્યમુક્ત યોગી જે મુજને અનન્ય ભાવે સ્મરતા રે;
સુલભ જ તેને હું છું ને તે ફરી જન્મ નહિ લેતા. પ્ર, ૧૪૨
બ્રહ્મલોક સુધી લોકેથી પણ જન પાછા અહીં આવે રે;
ફરી જન્મ પામે નહિ તે જે મારી પાસે આવે. પ્ર. ૧૪૩

રાત્રિમાં લય, દિવસે સૃષ્ટિ, સર્વેમાં ક્રમ એ છે રે;
પરમ બ્રહ્મ અક્ષર જે કહે છે મારૂં રૂપ તો તે છે. પ્ર. ૧૪૪
અનન્ય ભક્તિથી તે પામો જેમાં સૌ સૃષ્ટિ છે રે;
હવે સાંભળો માર્ગ કહું છું ઉત્તર દક્ષિણ બે છે. પ્ર. ૧૪૫
અગ્નિ, જ્યોતિ, શુકલ પક્ષને ઉત્તરાયણ દહાડે રે;
મરતા બ્રહ્મલોક તે જાતા જ્યાં નહિ મુક્તિ આડે. પ્ર. ૧૪૬
ધૂમ, રાત્રિ ને કૃષ્ણ પક્ષ વળી દક્ષિણાયનમાં જાતા રે;
ચંદ્રલોકમાં તે પહોંચે ને ત્યાંથી પાછા થાતા. પ્ર. ૧૪૭
યોગી તે જાણે છે તેને મોહ કદી નહિ થાતો રે;
વેદ, યજ્ઞ, તપ, દાન ફળેથી આગળ તે તો જાતો. પ્ર. ૧૪૮

## અધ્યાય-૯

જ્ઞાન સહિત વિજ્ઞાન જ તુજને રાજગુપ્ત હું કહું છું રે;
મુક્તિ ને વળી પ્રત્યક્ષ ફળ દે જે સુખેથી કરવું. પ્ર. ૧૪૯
મારાથી સૌ જગત વ્યાપ્ત છે, મારામાં સૌ ભૂતો રે;
હું તેમાં નહિ, ને વળી છે નહિ મારામાં પણ ભૂતો. પ્ર. ૧૫૦
આશ્ચર્ય ને યોગ જ દેખો મારો, કેવો હું છું રે;
ભૂતોમાં નહિ રહેતો, પોષણ કરતો તેવો હું છું. પ્ર. ૧૫૧
માયાના આશ્રયથી સઘળું કાર્ય અહીં તો થાતું રે;
કલ્પ આદિમાં ઉત્પન્ન થાતું અંતે લય થઇ જાતું. પ્ર. ૧૫૨
મને કર્મ તો બાંધે નહિ તે ઉદાસીન હું રહેતો રે;
મારે આશ્રય રહેતી માયા, તેનાથી સૌ થાતાં. પ્ર. ૧૫૩
આસુરી સંપત્તિવાળા મનુષ્ય મુજને જાણે રે;
દૈવી પ્રકૃતિ વાળા ભક્તો જાણી ભક્તિ આણે. પ્ર. ૧૫૪

અન્ય જ્ઞાની પણ મને ઉપાસે એક અનેક જ રૂપે રે;
યજ્ઞ કર્મને સઘળાં સાધન હું છું સર્વે રૂપે. પ્ર. ૧૫૫
સર્વ વેદને માતપિતા વળી પ્રણવ પિતામહ હું છું રે;
ભર્તા, ગતિ, પ્રભુ, સાક્ષી ને નિવાસ શરણ સુહૃદ છું. પ્ર. ૧૫૬
પ્રભવ પ્રલય ને સ્થાન વળી હું બીજ તેનું અવ્યય છું રે;
તપું, વર્ષું હું, મૃત્યુ અમૃત હું, સત્ ને અસત્ પણ હું છું. પ્ર. ૧૫૭
કર્મ કરી સ્વર્ગે જાતા તે પુણ્ય ક્ષયે અહીં આવે રે;
કામી કર્મીનું અહીં જગમાં તો જન્મમરણ નહિ જાવે. પ્ર. ૧૫૮
અનન્ય ચિંતન મારૂં રાખી ઉપાસતા જે ભક્તો રે;
નિત્યમુક્ત તેવાનો વહન જ યોગક્ષેમ હું કરતો. પ્ર. ૧૫૯
બીજા દેવનું યજન કરે જે વિધિહીન તે મારૂં રે;
પણ તત્ત્વેથી જાણે નહિ તે ફળ પામે નહિ સારૂં. પ્ર. ૧૬૦
શુભાશુભ ફળ અર્પણ મુજને કરે બંધ નવ થાય રે;
સંન્યાસેથી યુક્ત મુક્ત જે પ્રાપ્ત મને તે થાય. પ્ર. ૧૬૧
સમદૃષ્ટિ સર્વેમાં મારી રાગદ્વેષ નહિ મારે રે;
પણ જે ભજતા તે મારામાં ને હું તેમાં ધારે. પ્ર. ૧૬૨
દુરાચારી પણ ભક્ત મારો જે સાધુ તેને માનો રે;
સારો નિશ્ચય કર્યો પછી તો દુરાચાર રહે શાનો ? પ્ર. ૧૬૩
જલદી તે ધર્માત્મા થઇને પૂર્ણ શાન્તિને પામે રે;
સ્ત્રી, વૈશ્ય કે શૂદ્ર ભકત પણ શ્રેષ્ઠ ગતિને પામે. પ્ર. ૧૬૪
બ્રાહ્મણ ને રાજર્ષિ ભક્તની રહી બાકી શી વાત રે;
અનિત્ય દુઃખી આ લોક પામીને ભજો મને દિનરાત. પ્ર. ૧૬૫
મારામાં મન, મારી ભક્તિ ને યજન મારૂં જે કરતા રે;
યુક્ત થયેલા મને પામશે મત્પરાયણ રહેતા. પ્ર. ૧૬૬

## અધ્યાય-૧૦

વળી ફરી હું કહું છું પ્રીતે જેમાં હિત છે તારૂં રે;
દેવ મહર્ષિ પણ નવ જાણે મૂળ કેવું છે મારૂં. પ્ર. ૧૬૭
દેવ મહર્ષિનો પણ પૂર્વજ સર્વ રીતથી હું તો રે;
અજ અનાદિ ઈશ્વર જાણી પાપ થકી તો છૂટો. પ્ર. ૧૬૮
ચિત્ર વિચિત્ર જ સારા માઠા સર્વ ભાવ મારાથી રે;
સંકલ્પેથી સઘળું છે આ જાણો તે તત્ત્વેથી. પ્ર. ૧૬૯
મારાથી ઉપજ્યા છે તે રહે છે પણ મારાથી રે;
જ્ઞાની તે જાણીને ભજતા મુજને તો ભાવેથી. પ્ર. ૧૭૦
ચિત્ત પ્રાણ મારામાં રાખે બોધ પરસ્પર કરતા રે;
વાત મારીને સંતોષેથી મારામાં તે રહેતા. પ્ર. ૧૭૧
તેવા યુક્ત ભક્તોને પ્રીતે જ્ઞાન આપું છું જેથી રે;
નાશ થાય અજ્ઞાન તણો ને પામે મુજને તેથી." પ્ર, ૧૭૨
અર્જુન ત્યાં તો પ્રશ્ન કરે છે વિચારી સૌ પ્રીતે રે:
"વિસ્તારી સૌ વિભૂતિ કહો ધ્યાન થાય જે રીતે." પ્ર. ૧૭૩
કૃષ્ણ કહે છે: "કહું છું પણ અંત નહિ અહીં તેનો રે;
પ્રધાનતાથી કહું છું તે હું મર્મ વિચારો તેનો. પ્ર. ૧૭૪
સર્વ ભૂતનો આત્મા હું છું," એમ આરંભ કરે છે રે;
"આદિ, મધ્ય ને અંત સર્વ તો જાણો ને હું છું તે. પ્ર. ૧૭૫
ચરાચર જગમાં જે સઘળું તેમાં ઉત્તમ જે છે રે;
પોતા રૂપે તે સઘળું છે વર્ણન એમ કરે છે. પ્ર. ૧૭૬
અંત નહિ તેનો પણ તેથી પાછા કહે છે રે,
ઉર્જિત શ્રીમદ્ વિભૂતિમત્ જે સમજ અંશ મારા છે. પ્ર. ૧૭૮

## અધ્યાય-૧૧

અનુગ્રહેથી ઈશ્વરના તો પ્રસન્ન અર્જુન થાતો રે;
સ્તોત્ર કરીને વિશ્વરૂપ દર્શનની ઇચ્છા કરતો. પ્ર. ૧૭૯
ભક્તવત્સલ ઈશ્વિર તો કંઇ પ્રેમ અતુલ્ય કરે છે રે;
દિવ્યદૃષ્ટિ વળી આપી તેને દર્શન અદ્દભુત દે છે. પ્ર. ૧૮૦
ઈશ્વરના એ વિરાટ રૂપે સારૂં વિશ્વ તો દેખે રે;
કોઈ ચીજ બાકી નહિ તેમાં વળી વિચિત્ર જ દેખે. પ્ર. ૧૮૧
સામા પક્ષે જે યોદ્ધાઓ ભીષ્મ દ્રોણ આદિ છે રે;
મુખમાં સર્વે નાશ પામતા, અદ્દભુત એવું દેખે. પ્ર. ૧૮૨
ગભરાયો છે અર્જુન તેથી જોયું જે વણ માગ્યે રે;
કારણ કંઈ જાણ્યું નહિ તેથી પૂછયું ઈશ્વિર આગે. પ્ર. ૧૮૩
કૃષ્ણ કહે છે: " કાળરૂપ મેં લીધું છે આ વેળા રે;
આ સૌ યોદ્ધા નાશ પામશે યત્ન વિના પણ તારા. પ્ર. ૧૮૪
માટે ઊઠી યશ લઈને વળી રાજ્ય ભોગવ તું તો રે;
મારા મારેલા સર્વે છે નિમિત્ત અહીં તું થાતો." પ્ર. ૧૮૫
અર્જુન સાંભળી વિચારી સ્તુતિ કરે છે પ્રીતે રે;
અજાણતા અપરાધોની પણ માફી માગે રીતે. પ્ર. ૧૮૬
રૂપ દેખીને હર્ષ થયો છે, ડર પણ છે ત્યાં ભારી રે;
વિનતિ સાંભળી કૃષ્ણ પછી તો થાય ચતુર્ભુજધારી. પ્ર. ૧૮૭
આશ્વાસન આપીને ભક્તને અભયવચન પણ દેતા રે;
પ્રસન્ન દેખી અર્જુનને પછી આગળ પોતે કહેતા. પ્ર. ૧૮૮
" દેવો તલસે જેને માટે તોપણ તે નહિ દેખે રે;
તે તેં દેખ્યું દાન, કર્મ ને તપથી જે નહિ પેખે. પ્ર. ૧૮૯

અનન્ય ભકિત મારામાં છે તે તો દેખે પ્રીતે રે;
જાણે દેખે તત્ત્વેથી ને રહે તેમાં પણ રીતે. પ્ર. ૧૯૦
મત્કર્મ ને મત્પર રહેજે, ભક્ત સંગ વિનાનો રે;
મને પામતો પ્રીતે તે જે સૌમાં વેર વિનાનો. પ્ર. ૧૯૧

## અધ્યાય ૧૨

અર્જુન કહે છે: "ઉપાસકોમાં કોણ ઉત્તમ સારો રે;
સગુણમાં જે મન રાખે કે નિર્ગુણમાં રહેનારો ?" પ્ર. ૧૯૨
કૃષ્ણ કહે છે: "ઉત્તમ મુજને બેમાંથી તે ભાસે રે;
મારામાં મન રાખી નિત્યે શ્રદ્ધાથી જ ઉપાસે. પ્ર. ૧૯૩
નિર્ગુણને પણ સ્થિર રહીને શમદમથી ઉપાસે રે;
સમબુદ્ધિવાળા છે તે પણ આવે મારી પાસે. પ્ર. ૧૯૪
નિર્ગુણે જ આસક્તિ તેને કષ્ટ ઘણું તો થાતું રે;
દેહધારીથી દુઃખેથી કંઇ નિર્ગુણમાં પહોંચાતું. પ્ર. ૧૯૫
મારામાં જે કર્મો અર્પી અનન્ય યોગે રહેતા રે;
હું છું તેનો સંસારેથી જલદી પાર જ કર્તા. પ્ર. ૧૯૬
મારામાં મન બુદ્ધિ રાખે મને મળે એ સાચું રે;
સ્થિર ચિત્ત ના રહે તો જાણો અભ્યાસનું કાચું. પ્ર. ૧૯૭
અભ્યાસ નહિ થાતાં કર તું કર્મો મારે માટે રે;
તે પણ નવ થાતાં તું જાજે ફળત્યાગની વાટે. પ્ર. ૧૯૮
અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, ધ્યાન જ્ઞાનથી શ્રેષ્ઠ જ રે;
તે નહિ થાતાં શ્રેષ્ઠ આખરે કર્મફળનો ત્યાગ જ. પ્ર. ૧૯૯
તેનાથી પણ શાંતિ મળશે, પરંપરા એ જાણો રે;
હવે કહું છું ભકત પ્રિય જે અંતરમાં એ આણો. પ્ર. ૨૦૦

સર્વ ભૂત પર દ્વેષ વિનાનો, મિત્ર દયાળુ સૌનો રે;
અહંકાર મમતાહીન ને વળી સુખદુઃખ સર્વે સહેતો. પ્ર. ૨૦૧
સંતોષી ને યત્ન કરતો દૃઢ નિશ્ચયમાં રહેતો રે;
મારામાં મન બુદ્ધિ અર્પે ભકત પ્રિય છે એ તો. પ્ર. ૨૦૨
લોક ડરે નહિ, પોતે નિર્ભય, હર્ષ શોકથી મુક્ત જ રે;
અપેક્ષા નહિ, શુચિ, દક્ષ ને ઉદાસીન, નહિ કષ્ટ જ. પ્ર. ૨૦૩
સર્વ કર્મ છોડીને બેઠો, શોક હર્ષ નહિ ઇચ્છા રે;
શુભ અશુભનો ત્યાગ કરે તે ભક્ત મને બહુ વહાલો. પ્ર. ૨૦૪
શત્રુ મિત્ર માનાપમાનમાં સરખી રીતે રહેના રે;
શીત તાપ સુખ દુઃખને તે તો સરખી રીતે સહેતા. પ્ર .૨૦૫
સરખી નિન્દા સ્તુતિ મુનિ ને જે કંઈથી સંતોષે રે;
સ્થિર મતિ ને વાસ વિનાના ભક્તો પ્રિય મને છે. પ્ર. ૨૦૬
જે ઉપરના અમૃત ધર્મો પૂરી રીતે પાળે રે;
શ્રદ્ધાથી મત્પર રહેતા તે ભક્તો વહાલા મુજને. પ્ર. ૨૦૭

## અધ્યાય-૧૩

ક્ષેત્ર દેહ આત્મા ક્ષેત્રજ્ઞ જ સર્વ ક્ષેત્રમાં એક જ રે;
તે જ હું ને જ્ઞાન જ તેનું છે મારૂં પણ જ્ઞાન જ. પ્ર. ૨૦૮
પંચભૂત દશ ઇન્દ્રિય વિષયો બુદ્ધિ ને અહંકાર જ રે;
મૂળ પ્રકૃતિ મનના ધર્મો, તે સૌ જાણે ક્ષેત્ર જ. પ્ર. ૨૦૯
ક્ષેત્ર વિકારી સ્પષ્ટ કરી હવે કહું છું જ્ઞાનનું લક્ષણ રે;
માન દંભ ને હિંસાહીન જ, ક્ષમા કપટહીન વર્તન. પ્ર. ૨૧૦
પવિત્રતા, આચાર્ય–ઉપાસન, સ્થિરતા, મનનો નિગ્રહ રે;
જન્મ મૃત્યુ ને જરા વ્યાધિમાં દુઃખદોષનું દર્શન. પ્ર. ૨૧૧

વિષયોમાં વૈરાગ્ય, રાગ નહિ સ્ત્રી પુત્ર ને ઘરમાં રે;
સદા સારૂં કે ખરાબ થાતાં ચિત્ત સરખું છે તેમાં. પ્ર. ૨૧૨
અહંકાર વિણ, નિશ્ચળ રહીને અનન્ય ભક્તિ કરવી રે;
એકાંતસેવન, જનસંઘે રતિ કદી નહિ ધરવી. પ્ર. ૨૧૩
આત્મજ્ઞાનમાં સદાય રહેવું, તત્ત્વજ્ઞાનનું દર્શન રે;
ટૂંકામાં દેખાડ્યાં તુજને જ્ઞાનતણાં એ લક્ષણ. પ્ર. ૨૧૪
જ્ઞેય બ્રહ્મનાં લક્ષણ કહું છું જે જાણે મોક્ષ જ થાતો રે;
આદિહીન તે પરબ્રહ્મ, નહિ સત્ કે અસત્ કહેવાતો. પ્ર. ૨૧૫
સર્વ, હાથ, પગ, મુખ, શિર, નાક ને કાન સર્વ પણ તેનાં રે;
ઓતપ્રોત સર્વેમાં રહેતો નિર્ગુણ ગુણનો ભોક્તા. પ્ર. ૨૧૬
આભાસ સૌ ઇન્દ્રિય ગુણમાં સૌ ઇન્દ્રિય વિનાનો રે;
અનાસક્ત સૌનો ભર્તા વળી સ્થાવર જંગમ જાણો. પ્ર. ૨૧૭
બહાર અંદર સર્વ ભૂતમાં સૂક્ષ્મ, દૂર ને પાસે રે;
સર્વ ભૂતમાં ભાગ વિનાનો વિભક્ત જેવો રહે છે. પ્ર. ૨૧૮
ઉત્પત્તિ ને લયનો કર્તા, ભૂત માત્રનો ભર્તા રે;
તમથી પર ને જ્યોતિનો પણ જ્યોતિ તેને કહેતા. પ્ર. ૨૧૯
જ્ઞાન, જ્ઞેય ને જ્ઞાનગમ્ય વળી સર્વ હૃદયમાં રહેતો રે;
મારો ભક્ત તે સૌ જાણી મારે ભાવે થાતો. પ્ર. ૨૨૦
પ્રકૃતિનો ગુણ જ કર્મ છે, પુરુષ અસંગ જ રહેતો રે;
ભ્રાન્તિથી તે ભોક્તા સમજે, જન્મ અનેક જ લેતો. પ્ર. ૨૨૧
કોઇ ધ્યાનથી, કોઈ જ્ઞાનથી, કોઇ કર્મથી પામે રે;
સૂણી ઉપાસે નહિ જાણે તે તે પણ રહે આરામે. પ્ર. ૨૨૨
કર્તા ભોક્તા ભેદ સમજીને ભ્રાન્તિ છોડીને રહેતા રે;
જ્ઞાનચક્ષુથી સર્વે જાણી મુક્ત અહીં તે થાતા. પ્ર. ૨૨૩

## અધ્યાય-૧૪

ફરી તને હું જ્ઞાન કહું છું ઉત્તમ જે અહીં પ્રીતે રે;
જે જાણીને મુનિ સર્વ અહીં સિદ્ધ થાય જે રીતે. પ્ર. ૨૨૪

સત્ત્વ, રજ ને તમ ગુણ ત્રણ એ પ્રકૃતિથી થાતા રે;
દેહ સાથે, પણ દેહી અહીંઆં તેનાથી બંધાતા. પ્ર ૨૨૫

સત્ત્વ ગુણ જે ઉત્તમ પણ તે સુખ સંગેથી બાંધે રે;
તૃષ્ણા સંગથી ઉત્પન્ન થાતો રાખે રજોગુણ રાગે: પ્ર. ૨૨૬

અજ્ઞાનથી તમોગુણ થાતો મોહ દેહીને કરતો રે;
પ્રમાદ ને આળસમાં આવી નિદ્રામાં તે રહેતો. પ્ર. ૨૨૭

ત્રણે સાથ અહીં રહે છે ભેગા, પ્રધાન કોઇ કદી થાતા રે;
જ્ઞાન પ્રકાશે હૃદયમહીં તો સત્ત્વગુણી કહેવાતા. પ્ર. ૨૨૮

લોભ પ્રવૃત્તિ સ્પૃહા વધે તો રજોગુણી કહેવાતા રે;
મોહ પ્રમાદથી નિવૃત્ત થાતાં તમોગુણી કહેવાતા. પ્ર. ૨૨૯

મરણસમયમાં સત્ત્વ પ્રધાનથી શુદ્ધ લોકમાં જાતા રે;
રજ પ્રધાનથી માનવ લોકમાં, તમથી નીચે પડતા. પ્ર. ૨૩૦

સત્ત્વ ગુણમાં જ્ઞાન જ રહેતું, રજમાં લોભ જ થાતો રે;
મોહપ્રમાદ જ તમથી થાતાં જન અજ્ઞાને રહેતો. પ્ર. ૨૩૧

ગુણ વિનાનું કોઇ નહિ ને પર પોતે તેથી છે રે;
ગુણાતીત એ જગમાં અહીંઆં મુકત સદાયે રહે છે." પ્ર. ૨૩૨

ગુણાતીતનાં લક્ષણ ને વળી તે થાવાના રસ્તા રે;
અર્જુનના પ્રશ્નેથી આગળ કૃષ્ણ હવે તે કહેતા. પ્ર. ૨૩૩

"જ્ઞાન પ્રવૃત્તિ મોહ ત્રણેમાં જે કંઇ પ્રવૃત્ત થાતા રે;
દ્વેષ કરે નહિ તેનો વળી ને નિવૃત્તિ નહિ ચહાતા. પ્ર. ૨૩૪

ગુણો કામ કરે જ્યાં તે ત્યાં ચલાયમાન નહિ થાતો રે;
ઉદાસીન તેમાં રહી પોતે સંગ નહિ ત્યાં કરતો. પ્ર. ૨૩૫
સુખદુઃખમાં સરખો રહે તેને માટી સોનું સરખાં રે;
પ્રિય અપ્રિય જ સરખું તેને નિન્દા સ્તુતિ સરખાં. પ્ર. ૨૩૬
માન અપમાન ને મિત્ર શત્રુમાં સરખી રીતે રહેતા રે;
સર્વ કર્મના ત્યાગી તે તો ગુણાતીત કહેવાતા. પ્ર. ૨૩૭
નિશ્ચય વાળી ભકિતયોગે મુજને જે કોઇ ભજતા રે;
ગુણાતીત તે થઇને અહીંઆં બ્રહ્માનંદે રહેતા. પ્ર. ૨૩૮
અમૃત અવ્યય શાશ્વત ધર્મને સુખ એકાન્તિક તેનું રે;
બ્રહ્મતણું પણ મૂળ જ હું છું, દુઃખ રહે ત્યાં કોનું ?" પ્ર. ૨૩૯

## અધ્યાય–૧૫

શ્રુતિ અનુસારે વૃક્ષ રૂપથી સૃષ્ટિવર્ણન કરતા રે;
અસંગશસ્ત્રે નાશતણો પણ કૃષ્ણ ઉપાય જ કહેતા. પ્ર. ૨૪૦
" સુખદુઃખના દ્વંદ્વેથી મુક્ત જે માન મોહ વિણ રહેતા રે.
સંગદોષજિત, નિવૃત્ત કામ ને આત્મજ્ઞાન જે લેતા. પ્ર. ૨૪૧
તેવા નર તો પામે પદ જે શ્રેષ્ઠ જગતમાં કહેતા રે;
જ્યાં જઇને અહીં પાછા જગમાં ફરી જન્મ નહિ લેતા. પ્ર. ૨૪૨
સનાતન અહીં જીવને જાણો મારા અંશ જ જેવા રે;
દેહ આદિના આશ્રય લઇને ભોગ ભોગવે તેવા. પ્ર. ૨૪૩
મૂઢ લોક તે જાણે નહિ ને જ્ઞાની જન તે જાણે રે;
યત્ન કરંતા યોગી તો અહીં આત્મરૂપથી માણે. પ્ર. ૨૪૪
સૂર્ય ચંદ્ર ને અગ્નિમાંનું તેજ મને તું જાણ રે;
પૃથ્વીમાં રહી ધારણ કરતો ભૂતો એ જ પ્રમાણ. પ્ર. ૨૪૫

ચંદ્રમાં રહી વનસ્પતિને પોષણ દેતો તે હું રે;
પ્રાણ અપાન સમાનથી દેહે અન્ન પચાવું તે હું. પ્ર. ૨૪૬
સર્વ હૃદયમાં હું રહેનો ને સ્મૃતિ ભૂલ મારાથી રે;
વેદાન્તકૃત્ વેદવિદ્ ને જ્ઞાન મારૂં વેદેથી. પ્ર. ૨૪૭
સર્વ ભૂત તે ક્ષર ને માયા ઉપાધિવાન જ અક્ષર રે;
ઉત્તમ પુરુષ વ્યાપક ત્રીજો જે છે અવ્યય ઇશ્વિર. પ્ર. ૨૪૮
ઉત્તમ ગુપ્ત જ શાસ્ત્ર કહ્યું તે જાણી કૃતકૃત્ય થાવું રે;
હવે દૈવી ને આસુરી સંપત તેનો ભેદ બતાવું. પ્ર. ૨૪૯

## અધ્યાય-૧૬

જ્ઞાનયોગ ને સત્ત્વશુદ્ધિ વળી અભયદાન ને દમ છે રે;
સ્વાધ્યાય, તપ, યજ્ઞ જ જાણો કપટ વિનાનું અંતર. પ્ર. ૨૫૦
ક્રોધત્યાગ ને સત્ય, અહિંસા, શાન્તિ, કઠોરતા નહીં રે;
લજ્જા, કોમળતા ને ભૂતમાં દયા, લોલુપતા નહીં. પ્ર. ૨૫૧
ચંચળતા નહિ, અતિ માનિતા શૌચ દ્રોહ નહિ જેમાં રે;
તેજ ક્ષમા ને ધૈર્ય રહ્યાં છે, દૈવી સંપત તેમાં. પ્ર. ૨૫૨
દંભ, દર્પ, અભિમાન જ છે, ને ક્રોધ, કઠોરતા જેમાં રે;
અજ્ઞાનેથી ઉત્પન્ન થાતી સંપત આસુરી તેમાં. પ્ર. ૨૫૩
દૈવી સંપત મુક્ત કરે છે, આસુરી બંધન કરતી રે;
શોક કરીશ નહિ પાંડવ તું તો, તુજમાં દૈવી તો રહેતી. પ્ર. ૨૫૪
આસુરીનું વર્ણન વાંચી જાણી છોડો સહી રે;
પ્રવૃત્તિ નિવૃત્તિમાં કંઇ આસુર તો સમજે નહીં. પ્ર. ૨૫૫
શૌચ નહિ, આચાર નહિ ને સત્ય પછી તો શેનું રે;
ઈશ્વર વિના જગત જાણતા, ભોગ કરે છે તેનું. પ્ર. ૨૫૬

ઉગ્ર કર્મને કરતો તેથી જગતહિતને ટાળે રે;
ઇચ્છાનો ભંડાર ભરી, મદ, દંભ, માનથી ભાળે. પ્ર. ૨૫૭
મોહ થકી તે અશૌચમાં રહે, ચિન્તા ખૂબ જ ભરતો રે;
કામ ભોગને ભોગવવા અહીં એ જ સાર તે કહેતો. પ્ર. ૨૫૮
કામક્રોધપરાયણ તે તો આશાથી બંધાતો રે;
ન્યાયહીન કંઇ માર્ગથકી તે દ્રવ્ય એકઠું કરતો. પ્ર. ૨૫૯
આ કીધું, આ કરવું છે એમ મનોરથ ધરતો રે;
એક માર્યો બીજાને મારીશ વિચારો તે કરતો. પ્ર. ૨૬૦
હું ઇશ્વર છું ભોગી, સિદ્ધ, બળવાન ને સુખી રે;
મારા જેવો બીજો છે નહિ, બીજા સૌ છે દુઃખી. પ્ર. ૨૬૧
અનેક રીતે ભ્રાન્ત થયેલા મોહથકી તે રહેતા રે;
કામભોગમાં આસકિતથી નરકે અંતે જાતા. પ્ર. ૨૬૨
નામમાત્રનો યજ્ઞ કરે તે દંભ ડોળને માટે રે;
વિધિહીન કંઈ કામ કરીને જાય નરકની વાટે. પ્ર. ૨૬૩
કામ ક્રોધ ને લોભ ત્રણે છે નરકતણાં તો દ્વાર જ રે;
એનાથી જે મુક્ત થયો તે ઊતરે જગની પાર જ. પ્ર. ૨૬૪
શાસ્ત્ર વિધિને કોરે મૂકે સુખસિદ્ધિ નવ પામે રે;
શાસ્ત્ર પ્રમાણે કર્તવ્યોને કરી રહે આરામે." પ્ર. ૨૬૫

## અધ્યાય–૧૭

"શાસ્ત્રવિધિને જાણે નહિ પણ શ્રદ્ધાથી જે રહેતા રે;
તેની શ્રદ્ધા કેવી" એ તો પ્રશ્ન જ અર્જુન કરતા. પ્ર. ૨૬૬
કૃષ્ણ કહે છે, "ત્રણે ભેદ અહીં શ્રદ્ધાના પણ સાંભળ રે;
સત્ત્વ રજ ને તમના છે જે શંકા રહે નહિ આગળ. પ્ર. ૨૬૭

અંતર ગુણ અનુસાર જ શ્રદ્ધા જગમાં તો દેખાય રે;
જેવી શ્રદ્ધા રાખે તેવો પોતે પણ અહીં થાય. પ્ર. ૨૬૮
સત્ત્વગુણી દેવોને ભજતા, યક્ષ રાક્ષસ રાજસ રે;
પ્રેત ભૂતને પ્રીતે ભજતા વૃત્તિ જેની તામસ. પ્ર. ૨૬૯
કામ દંભને અહંકારથી ઘોર તપો જે કરતા રે;
આસુર તેને જાણો જે વળી શરીર શોષણ કરતા. પ્ર. ૨૭૦
આયુ, સત્ત્વ, આરોગ્ય વધારે બળ પ્રીતિના વર્ધક રે;
રસવાળા ને સ્નિગ્ધ આહાર તે સાત્ત્વિક જનના રોચક. પ્ર. ૨૭૧
ખાટા, ખારા, તીખા ને વળી ઘણા ગરમ જે લાગે રે;
બીજા ખાતાં કષ્ટ જ પામે, રજોગુણી તે માગે. પ્ર. ૨૭૨
ઉચ્છિષ્ટ ને રસ વિનાના પહોર વીત્યો જે પર રે;
અતિ પકવ ને પવિત્ર નહિ જે તમોગુણીના તે વર. પ્ર. ૨૭૩
ફળહીન ને વિધિપુરઃસર યજ્ઞો જે અહીં કરતા રે;
કર્તવ્યે મન સમાધાનથી સાત્ત્વિક તેને કહેતા. પ્ર. ૨૭૪
ફળમાં પ્રીતિ દંભ થકી જે રજોગુણી તે કરતા રે;
વિધિ મંત્રને શ્રદ્ધાહીન જ કરે તમોગુણ ધરતા. પ્ર. ૨૭૫
દેવ, બ્રાહ્મણ, ગુરુ, જ્ઞાનીનું પૂજન પવિત્રતા જે રે;
કપટહીન, બ્રહ્મચર્ય, અહિંસા, શારીર તપ તો તે છે. પ્ર. ૨૭૬
દુઃખ દે વચનોથી નહિ ને સત્ય પ્રિય બોલે છે રે;
સ્વાધ્યાય અભ્યાસે રહે તે વાણીનું તપ કહે છે. પ્ર. ૨૭૭
મન પ્રસન્ન ને સૌમ્ય જ લાગે, મૌન, માન જીતે છે રે;
ભાવ શુદ્ધ છે અંતરના તે માનસ તપ તો કહે છે. પ્ર. ૨૭૮
ફળ ઇચ્છા વિણ ને શ્રદ્ધાથી સાત્ત્વિક તપ તો કરતા રે;
દંભ માન ને પૂજા માટે રજોગુણી તો કરતા. પ્ર. ૨૭૯

બીજાને દુઃખ દેવા માટે પોતે કષ્ટ સહે છે રે;
મોહ થકી જે તપ કરતા તે તમોગુણી જ કહે છે. પ્ર. ૨૮૦
અનુપકારીને દાન કરે છે દાતવ્ય સમજે છે રે;
દેશકાળ ને પાત્ર વિચારે સાત્ત્વિક તેને કહે છે. પ્ર. ૨૮૧
ફળ ઉપકારને માટે દુઃખી થઇને દે તે રાજસ રે;
દેશકાળ ને પાત્રહીન ને તિરસ્કારથી તામસ. પ્ર. ૨૮૨
બ્રહ્મતણો નિર્દેશ અહીં જે ૐ **तत्सत्** કહે છે રે;
વેદ યજ્ઞનાં કામોને અહીં પૂરાં તે જ કરે છે. પ્ર. ૨૮૩
બ્રહ્મવાદી તો યજ્ઞ, દાન, તપ ૐ બોલીને કરતા રે;
ફળ ઇચ્છાહીન યજ્ઞ આદિમાં **तत्** મુમુક્ષુ કહેતા. પ્ર. ૨૮૪
સદ્ભાવ ને સાધુભાવમાં શુભ કામોમાં **सत्** છે રે;
યજ્ઞ, દાન ને તપમાં **सत्** છે કામો તેનાં **सत्** છે. પ્ર. ૨૮૫
અશ્રદ્ધાથી જે કાંઇ કરતા અસત્ તેને કહે છે રે;
આ લોક ને પરલોકે પણ ફળ નહિ તેનું લે છે." પ્ર. ૨૮૬

## અધ્યાય ૧૮.

સંન્યાસ ને ત્યાગતણું અહીં તત્ત્વ જ અર્જુન પૂછે રે;
કૃષ્ણ પ્રીતથી તેને કહે છે ઉપસંહાર કરે છે. પ્ર. ૨૮૭
" કામ્ય કર્મનો ન્યાસ જે તે સંન્યાસ કવિજન જાણે રે;
સર્વ કર્મના ફળનો ત્યાગ જ ત્યાગ વિચક્ષણ જાણે. પ્ર. ૨૮૮
કોઇ કહે છે સર્વે કર્મો છોડો દોષ ભર્યાં છે રે;
બીજા કહે છે યજ્ઞ, દાન, તપ તજવા યોગ્ય નહિ છે. પ્ર. ૨૮૯
નિશ્ચય મારો સાંભળ તેમાં યજ્ઞ, દાન, તપ તેને રે;
છોડી દેવાં યોગ્ય નહિ જે પાવન કરતાં મનને. પ્ર. ૨૯૦

તે કર્મો પણ કરતાં અહીંઆં ફળમાં સંગ ન આણો રે;
કર્તવ્યો સમજી કરવાં તે ઉત્તમ મત તે જાણો. પ્ર. ૨૯૧
વિહિત કર્મનો ત્યાગ ન થાય જ મોહ થકી જે છોડે રે;
તામસ ત્યાગ જ તેને કહે છે ઊંધી બુદ્ધિ જોડે. પ્ર. ૨૯૨
દુઃખ કલેશના ભયથી છોડે રાજસ તેને કહે છે રે;
ફળ સંગહીન કર્તવ્યેથી કરવાં સાત્વિક કહે છે. પ્ર. ૨૯૩
દેહધારીથી સઘળાં કર્મો છોડયાં તો નહિ જાશે રે;
ફળનો ત્યાગી તે જ ત્યાગી છે ઉન્નત આગળ થાશે. પ્ર. ૨૯૪
અહંકાર ને શરીર દેહીનું, પ્રાણ, દૈવ ને ઇન્દ્રિય રે;
કર્મતણા તો હેતુ પાંચ છે આત્મા તો છે અક્રિય. પ્ર. ૨૯૫
હું કર્તાનો ભાવ નહિ ને બુદ્ધિ સંગ વિના છે રે;
ચૌદ લોકનો નાશ કરે પણ હન્તા નહિ બંધન છે. પ્ર. ૨૯૬
સર્વ ભૂતમાં વ્યાપક ઈશ્વિર વિભાગહીન જ દેખે રે;
અદ્વૈત એ જ્ઞાન જ તે તો સત્ત્વગુણી જન લેખે. પ્ર. ૨૯૭
સર્વ ભૂતમાં ભેદજ્ઞાન છે આત્માનું તે રાજસ રે;
એકલપેટું સ્વાર્થ જ્ઞાન જે તત્ત્વહીન તે તામસ. પ્ર. ૨૯૮
સંગ, રાગ, ફળ, દ્વેષ વિનાનું કર્મ જ સાત્વિક જાણો રે;
ઇચ્છા ને અહંકાર કષ્ટથી થાતું રાજસ આણો. પ્ર. ૨૯૯
ક્ષય, હિંસા ને બંધન કર્તા પુરુષાતન નવ દેખે રે;
મોહથકી જે કામ કરે તે કર્મ જ તામસ લેખે. પ્ર. ૩૦૦
મુકતસંગ ઉત્સાહવાન ને અહંકારહીન ધીર જ રે;
સિદ્ધ અસિદ્ધ થાતાં સરખો કર્તા તે સાત્વિક જ. પ્ર. ૩૦૧
અપવિત્ર ને ફળાસકત વળી રાગ હિંસાવાળો રે;
હર્ષશોકથી ભર્યો રહ્યો તે કર્તા રાજસ ભાળો. પ્ર. ૩૦૨

સ્તબ્ધ, આળસુ, શઠ ને જે વળી દુઃખ હ્રુદયમાં લે છે રે;
સમય ઘણો લે કામ કરતાં કર્તા તામસ તે છે. પ્ર. ૩૦૩
કાર્ય અકાર્યમાં, બંધ મોક્ષમાં, ભય અભય જાણે છે રે;
પ્રવૃત્તિ ને નિવૃત્તિ વળી સાત્વિક બુદ્ધિ તે છે. પ્ર. ૩૦૪
ધર્મ અધર્મને કાર્ય અકાર્યને ઠીક ન જાણે રાજસ રે;
અધર્મને તો ધર્મ જ સમજે વિપરીત તે તો તામસ. પ્ર. ૩૦૫
મન પ્રાણ ને ઇન્દ્રિયોનાં કર્મો ધારણ કરતો રે;
નિશ્ચયવાળા યોગ થકી જે વૃત્તિ સાત્વિક તે તો. પ્ર. ૩૦૬
ધર્મ અર્થને કામને માટે ધારણ કરતો તેને રે;
ફળ ઇચ્છાથી પ્રસંગ પર તો ધૃતિ રાજસ કહે છે. પ્ર. ૩૦૭
નિંદ્રા, ભય ને શોક દુઃખ વળી મદ જેના નવ જાય રે;
દુર્બુદ્ધિની ધૃતિ અહીં તે તામસ તો કહેવાય. પ્ર. ૩૦૮
આરંભે તો વિષમય લાગે અંતે અમૃત દેતું રે;
તે સુખને તું સાત્વિક જાણ જ ચિત્તશુદ્ધિ તે કરતું. પ્ર. ૩૦૯
વિષયોથી અહીં સુખ મળતું તે અમૃત જેવું લાગે રે;
રાજસ તે સુખ પરિણામે તો વિષ જેવું છે આગે. પ્ર. ૩૧૦
પહેલાંને વળી પાછળ બાંધે મોહ તણું જે સુખ છે રે;
નિદ્રા, આળસ, પ્રમાદથી જે થાતું તામસ તે છે. પ્ર. ૩૧૧
શમ દમ તપ ને શૌચ ક્ષમા વળી કપટહીનતા જ્ઞાન જ રે;
આસ્તિકય, વિજ્ઞાન, સ્વભાવથી છે તે બ્રાહ્મણ કર્મ જ. પ્ર. ૩૧૨
શૌર્ય, તેજ ને ધૃતિ, દક્ષતા, યુદ્ધેથી નવ હઠતા રે;
દાન ઈશ્વિરતાનો ભાવ જ ક્ષાત્રકર્મ તે કહેતા. પ્ર. ૩૧૩
પશુપાલન, ખેતી, વ્યાપાર જ, વૈશ્યતણા ધર્મજ રે;
ત્રણે વર્ણની સેવા કરવી શૂદ્ર સ્વભાવિક કર્મ જ. પ્ર. ૩૧૪

પોતાના વર્ણોનાં કર્મો ઈશ્વર અર્પણ કરતા રે;
ચિત્ત શુદ્ધિને પામે જેથી આગળ ઉન્નત થાતા. પ્ર. ૩૧૫
સ્વધર્મ જોકે થોડો થાતો તોપણ તે તો સારો રે;
પરધર્મ પૂરો થાતો પણ તેને તો નહિ ધારો. પ્ર. ૩૧૬
સહજ કર્મ જે દોષવાન છે તેને પણ નહિ છોડો રે;
સર્વ કર્મ દોષેથી ઢાંકયાં અગ્નિ પર ધૂમાડો. પ્ર. ૩૧૭
અનાસકત બુદ્ધિ છે જેની વિગત સ્પૃહ જે રહેતો રે;
નૈષ્કર્મ સિધ્ધિને પામે સંન્યાસેથી તે તો. પ્ર. ૩૧૮
ચિત્ત શુધ્ધિથી વિષયો છોડી રાગદ્વેષ વિનાનો રે;
મનવાણી ને કાયા કબજે એકાન્તે રહેનારો. પ્ર. ૩૧૯
થોડું ખાતો, ધ્યાન યોગ ને વૈરાગ્યે પણ રહેતો રે;
કામ, ક્રોધ, બળ, દર્પહીન ને અહંકાર નહિ કરતો. પ્ર. ૩૨૦
પરિગ્રહ ને મમતાહીન જ શાન્ત સદા જે રહેતા રે;
બ્રહ્મજ્ઞાન તો તેને થાતું આગળ તે તો જાતો. પ્ર. ૩૨૧
બ્રહ્મજ્ઞાનથી પ્રસન્ન ચિત્ત જ ના શોચે ના ઇચ્છે રે;
સર્વભૂતમાં સમદષ્ટિ, મુજ પરાભકિત તે લે છે. પ્ર. ૩૨૨
ભકિતથી જાણે તે મુજને તત્ત્વથકી તે પૂરો રે;
જાણીને તે તેમાં રહેતો છે નહિ તે જ અધૂરો. પ્ર. ૩૨૩
સર્વ કર્મ કરતો જે તે પણ મારે આશ્રય રહીને રે.
મારા પ્રસાદથી તો તે પણ પામે શાશ્વત પદને. પ્ર. ૩૨૪
મત્પર, મુજમાં કર્મો અર્પણ કરતાં તો જગ જીતે રે;
અહંકારથી સૂણે નહિ તો જઈશ નાશની રીતે. પ્ર. ૩૨૫
અહંકારથી યુધ્ધ કરૂં નહિ મિથ્યા નિશ્ચય કરતો રે;
પ્રકૃતિને વશ થઈ આગળ દેખું અવશ્ય કરતો. પ્ર. ૩૨૬

સર્વભૂતના હૃદય મહીં જે ઈશ્વર છે અહીં રહેતો રે;
ભમાવતો તે સર્વભૂતને પૂતળાં માફક તે તો. પ્ર. ૩૨૭
તેને શરણે જાને તું તો સર્વભાવથી પ્રીતે રે;
તેના પ્રસાદથી તું શાન્તિ પામે શાશ્વત રીતે. પ્ર. ૩૨૮
જ્ઞાન ગુપ્ત આ આપ્યું તુજને વિચારને તે પૂરૂં રે;
ઇચ્છામાં આવે તે કરજે થાય ન જેથી બૂરૂં. પ્ર. ૩૨૯
ઉત્તમ ગુપ્ત જ કહું તને હું ઘણો પ્રિય તું તેથી રે;
મારામાં મન ભકિત રાખ જ પામે મુજને જેથી. પ્ર. ૩૩૦
સર્વ ધર્મની શંકા છોડી મારે શરણે રહે તું રે;
સર્વ પાપથી મુકત કરૂં હું શોક ફરી નવ કર તું. પ્ર. ૩૩૧
તપ ભકિતહીન, શુશ્રૂષાહીન, મારી અસૂયા કરતો રે;
તેને નવ કહેતો તું અહીંઆં ઉત્તમ ગુપ્ત જ આ તો. પ્ર. ૩૩૨
ઉત્તમ ગુપ્ત જ કહે ભકતોને શ્રેષ્ઠ ભકિત તે કરતો રે;
ભણાવતો બીજાને પણ જે જ્ઞાનયજ્ઞ તે કરતો. પ્ર. ૩૩૩
સાંભળનારો પણ અહીં પોતે પુણ્યલોકમાં જાતો રે;
એકચિત્તથી સાંભળી તું કહે મોહ હવે કંઇ રહેતો” પ્ર. ૩૩૪
અર્જુન કહે છે, “ મોહ ગયો ને નિઃસંદેહ સ્મૃતિ છે રે;
આપ પ્રસાદે પાળું હું અહીં વચન આપનું જે છે.” પ્ર. ૩૩૫
સ્વરૂપ ગાતો જેવું તેવું માફ કરો એ ખામી રે;
સાયુજ્યે તો રહેવું પોતે, કૃષ્ણકૃપાને પામી. પ્ર. ૩૩૬

। ॐ श्री कृष्णाय नमः ।



## ॥ ૐ શ્રી ॥

મરાઠી સાખી

આપો ભક્તિ શ્રી હરિની ને મન નિજ ચરણે રાખો,
બહાર દષ્ટિનો લોપ કરીને અંતરમાંહી વ્યાપો;
કૃપા એ જ કરો ગુરુ જી, ચિત્ત પ્રભુમાં લીન કરો. કૃપા એ જ.

### પદ ૧

પ્રભાતીયું.

નમન કરૂં એ જ સદ્‌ગુરુને હું હૃદયથી જે થકી ભવતણો–
ભય જ ભાગે. (ધ્રુવ)
તત્ત્વ પ્રત્યક્ષ કરી મુક્તિ દે કરી ખડી અબ્ધિ આનંદમાં દે ડુબાડી;
ભક્તિ ને જ્ઞાન વૈરાગ્યનો બોધ દઇ હૃદયમાં હરિતણી લે' લગાડી. ૧
સાધનો યુક્તિથી શીખવી પ્રેમથી શાન્ત ચિત્તે કરી, બાળ પેઠે
બોધ દે સરળ સૌ અનુભવી માર્ગનો, જે થકી શીઘ્ર તે સિદ્ધિ દેખે. ૨
સંશયો મૂળથી યુક્તિથી નષ્ટ કરી નિશ્ચયે બુદ્ધિ આરૂઢ કરી દે;
કામને ક્રોધ તો લેશ દેખ્યો નહિ બાળ પર પ્રેમથી હૃદય ભરી દે. ૩
યોગ્ય અધિકાર જોઇ બોધ દે શીઘ્ર એ પ્રાર્થનાની કંઇ રાહ ન દેખે;
ગુપ્તમાં ગુપ્ત પણ સમય પર કહે સૌ આત્મસ્વરૂપને એક લેખે. ૪

---

### પદ ૨

## કૃષ્ણની ચોર રૂપે સ્તુતિ

ધીરા ભક્તના "જેને રામ રાખે રે" પદની રાહ છે.

ચોર મોટો એ છે રે જેની તોલે બીજો નહિ;
પાતક સૌનાં હરતો રે છૂપો રહીને હૃદય મહીં. (ધ્રુવ)
સંસાર જળ ઊંડું તેમાં ક્રિડાસક્ત ભકતોનાં,
વસ્ત્ર અજ્ઞાન જ હરણ કરે છે કાંઠે રહીને તેનાં;
કૃપા કરે એ મોટી રે તોપણ કોઇ સમજે નહિ. ૧

નવનીત અજ્ઞાન જ ચોરે આત્મસ્વરૂપ જ જૂનું;
કહો પછી રહે ભક્તજનોનું જન્મ મરણ પણ શેનું,
સુંદર એવા ચોર જ રે, જગમાં હાથ આવે નહિ. ૨
મનની ચોરી, તનની ચોરી, ધનની ચોરી કરતો;
સગાં સંબંધી ચોરીને પણ ચિત્ત ભક્તનું હરતો.
ભક્ત ભૂલે તો પણ રે, પોતે તેને ભૂલે નહિ. ૩
નાના મોટા જુએ નહિ ને સૌને સરખી રીતે;
લૂંટે છે એ ધોળે દહાડે છૂપો રહીને પ્રીતે,
હાથ ન આવે તેને રે, ભાગ્ય તેનું દેખું નહિ. ૪
ધન્ય ભાગ્ય તો તેનાં જાણો ચોર મળ્યા એ રીતે;
લૂંટી સર્વે રાખે જેને સદા પાસ તે પ્રીતે,
સ્વરૂપથી તો એક જ રે બીજો કોઇ આવે નહિ. ૫

---

## પદ ૩

## ગુરુ સ્તુતિ.

ભૈરવીમાં ગવાય છે

દૃષ્ટાન્ત મળે નહિ મને ગુરુનું જગમાં કાંઇ રે,
જગમાં કાંઇ રે ત્રણ ભુવન માંહી રે...(ધ્રુવ)
પારસમણિનું લોક કહે છે પણ તે આંહી ઘટે ના;
લોહને તે સોનું બનાવે પણ તે શકિત દે ના. ૧
ગુરુ જ્ઞાન આપી શિષ્યોને કરે સ્વરૂપ જ પ્રીતે;
તે પણ બીજાને અર્પે ને પરંપરા એ રીતે. ૨
બ્રહ્મસ્વરૂપ ગુરુને સમજીને વારંવાર નમું છું;
માફ કરો અપરાધ જ મારા એવું હું વિનવું છું. ૩



# શ્રી શારદાપીઠ ગ્રંથમાલા નીચે લખેલ ઠેકાણેથી મળી શકશે.

---

૧. અમૃતરાય આ. બક્ષી — શ્રીમત્ શંકરાચાર્ય મહારાજશ્રીનો મુકામ, હાલ કામનાથ મહાદેવ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ.

૨. ભાસ્કરરાવ રત્નલાલ ધોળકિયા — તંત્રી "શ્રી શારદાપીઠ," એલિસબ્રિજ, અમદાવાદ.

૩. વિ. પી. જુની કંપની — રીચીરોડ, અમદાવાદ.

૪. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર, ત્રણ દરવાજા પાસે, અમદાવાદ.

૫. સાકરલાલ બુલાખીદાસ, બુકસેલર, બાલાહનુમાન પાસે, અમદાવાદ.

---

## શ્રી શારદાપીઠ ગ્રંથમાલા.

| ગ્રંથનું નામ | લેખક | મૂલ્ય. |
|---|---|---|
| ૧. **अथ पुरुषार्थमीमांसा ।** | ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી. | મફત. |
| ૨. **लोकसंग्रहसूत्रम ।** | ,, ,, | ,, |
| ૩. **समाजानुशासनसूत्रम ।** | ,, ,, | ,, |
| ૪. **गीताधर्मानु[illegible] ।** | ,, ,, | ,, |
| ૫. સંગીત ગીતાસાર. | શ્રી શારદાપીઠાધીશ્વર શ્રી શંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી | ૦-૨-૦ |
| ૬. શ્રી કૃષ્ણકિર્તન | શ્રી શંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી. | છપાય છે |
| ૭. સરલ પ્રશ્નોત્તરી ઈશાવસ્યૈ ઉપનિષદ | રા. મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલએલ. બી. તે 'શ્રી શંકરાનંદી ગીતા' તથા 'ઋગ્વેદ સંહિતા'ના ભાષાંતરકાર. | છપાય છે |

ગ્રાહક થાઓ                                                  જલ્દી મંગાવો

## શ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ) ને અંગે પ્રકટ થતું

માસિક પત્ર

# "શ્રી શારદાપીઠ"

**સંરક્ષક:**—શ્રી શારદાપીઠના ભૂતપૂર્વ તથા હાલમાં શ્રી ગોવર્ધનપીઠ (જગન્નાથ પુરી) ના શ્રી શંકરાચાર્ય શ્રીમદ્ જગદ્‌ગુરુ સ્વામીશ્રી ભારતીકૃષ્ણજીતીર્થજી મહારાજ.

**અધિષ્ઠાતા:**—શ્રી શારદાપીઠના વિદ્યમાન શંકરાચાર્ય મહારાજ જગદ્‌ગુરુ સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી.

**મંત્રીઓ:**—જ. પુ. જોષીપુરા એમ. એ.; દીનાનાથ ન્હાનાલાલ જાની. ચોરાશી ન્યાતના શેઠ, અમદાવાદ.

**તંત્રી:**—ભાસ્કરરાવ, ર. ધોળકિયા, 'શ્રી શારદાપીઠ કાર્યાલય' એલિસબ્રિજ, અમદાવાદ.

